**વર્ષ : ૧, અંક : ૩, મે-જૂન ૨૦૦૯**
**૨૦ મે ૨૦૦૯**

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
સંજય રાઠવા, નિરજ કેંગે

**પ્રકાશક અને સંપાદક**
વિક્રમ ચૌધરી

**પ્રકાશન સ્થળ**
ભાષા સંશોધન–પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી
દિનેશ મિલ પાસે, વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫ – ૨૩૩૧૯૬૮

**મુદ્રક**
વિશાલ મહેતા

**મુદ્રણ સ્થળ**
શિવમ્ ઑફસેટ
ડી/૧૨, સરદાર ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ
આજવા રોડ, જી. વડોદરા

# અનુક્રમણિકા

# સંપાદકીય

બાળ મિત્રો,

ઉનાળાના વેકેશન પછી તમે ઉપલા ધોરણમાં આવીને શાળામાં પાછા આવ્યા હશો. સાથે પહેલા ધોરણમાં નવા વિદ્યાર્થીમિત્રો તમારી સાથે આવ્યા હશે. નવા સાથીઓ હોય ત્યારે તમને પહેલા દિવસે મઝા આવે તે માટે, તમારા સાહેબ અને બહેન સરસ મઝાની વાર્તા કહે. અને ગીત સંભળાવે. દરેકને મઝા આવે ને બીજા દિવસે તમારા નવા સાથીને શાળામાં આવવાનું મન થાય. વેકેશન પછીનો આ નવો અંક છે. તમારા નવા સાથીઓ અને તમને એક વાર્તા કહેવાનું મન થયું. તમે આ વાર્તા તમારા સાથીઓને વાંચી સંભળાવજો.

એક જંગલ હતું. જંગલમાં હરણ, સસલા, વાઘ, સિંહ, શિયાળ, હાથી, મોર, ઢેલ, પોપટ, કાબર, હોલા, લાવરી, દરજીડો, સુઘરી, કાગડો, ખિસકોલી વગેરે જાત-જાતના પ્રાણીઓ અને પક્ષીઓ રહેતા હતા. જંગલમાં એક સુંદર મઝાનું ગામ હતુ. ગામના લોકો અને પ્રાણીઓ જાણે હળી મળીને રહેતા હતા.

ગામમાં એક જમની રહેતી. એ ગાય, બકરી, ભેંસ ચરાવવા જંગલમાં જાય. હરિયાળું જંગલ. ઊંચા ઊંચા ઝાડ, નદી, કોતર, રળીયામણા ડુંગર, વેલીઓ, ફૂલો, ખળ-ખળ વહેતા પાણીના ઝરણા. ઝરણા જોવાની ને એમાં રમવાની જમનીને બહુ મઝા આવે. જંગલમાં જમનીની આસપાસ પ્રાણીઓ ભેગા થાય. પ્રાણીઓ પક્ષીઓને રમવાની બહુ જ મઝા આવે. એક દિવસે જમનીને સસલુ બહું ગમી ગયું. ઊંચા-ઊંચા સંપડા જેવા કાન, ધોળું ધોળું, કુણું કુણું ઘાસ ખાય અને કાન હલાવી આમ તેમ દોડા દોડ કરે.

જમનીને સસલું પકડી એને ખોળામાં લઈ રમાડવાની ઈચ્છા થઈ. સસલાને પકડવાએ ધીરે-ધીરે સસલાની પાસે જવા લાગી. સસલું તેમ તેમ દૂર દૂર ખસતું જાય. દોડતા-દોડતા એ તે એક લીલી વેલીઓની વચ્ચે ગયું. જમની એની પાછલ પાછળ ગઈ. જાત જાતની વેલી ઉપર ખીલેલા ફૂલ જોઈ જમની સસલાને ભૂલી ગઈ.

ફૂલની સુગંધ એટલી સરસ હતી કે જમનીનું મન ફૂલની સુગંધમાં ભમરાની જેમ એક પછી એક ફૂલ પર ભમવા લાગ્યું. એક પછી એક ફૂલની સુગંધ લેવા લાગી. સુગંધની સાથે ફૂલની સુંદરતા એને ગમવા લાગી. જમની ફૂલોની વચ્ચે પરીની જેમ ફરવા લાગી. આકાશમાંથી પરી ધરતી પર ઉતરી આવી હોય તેવી તે શોભવા લાગી. જમની રાજકુંવરી હોય તેમ વેલીઓની વચ્ચે વીટળાયને ફરવા લાગી.

ગાયો, બકરી વગેરે જંગલમાંથી ચરીને સાંજ થઈ ઘરે ગયા. પણ જમની ન દેખાતા ચિંતામાં પડ્યા. જમનીને

શોધતા શોધતા જંગલમાં જ્યાં ગાયો ચરાવવા લઈ જતી હતી ત્યાં પહોંચી ગયા. આસ-પાસ જોવા લાગ્યા પણ જમીનીના કોઈ નિશાન એમને દેખાયા નહીં. નિરાશ થઈને વિચારવા લાગ્યા, 'જમની ક્યાં ગઈ હશે ? એને કોઈ પ્રાણી તો લઈ નહીં ગયું હોય ને ?' એટલામાં એક સસલું દોડતું દોડતું જમનીના માતાના ખોળામાં આવી બેસી ગયું. જમનીની મા તો આ જોઈ જ રહી. સસલું એકદમ મારા ખોળામાં કેમ આવી ગયું હશે ? એવું વિચારે તે પહેલા સસલું ઉભું થઈ ચાલવા લાગ્યું. જતા-જતા સસલાએ જમનીના માતાના લુગડાના એક છેડાને ખેંચ્યો. જમનીની મા સહજ રીતે સસલાની પાછળ જવા લાગી. એની સાથે પિતા પણ જવા લાગ્યા.

ક્યાં જઈ રહ્યા છે તેનો ખ્યાલ ન રહ્યો. ધીરે-ધીરે સુંદર વેલીઓની વચ્ચે પહોંચી ગયા. ફૂલોની સુંદરતા જોતા જ ફૂલોના વિચારોમાં ખોવાઈ ગઈ.

આસપાસ નજર કરી તો ફૂલો જ ફૂલો. ફૂલોની વચ્ચે એક આકૃતિ દેખાઈ. પરી જેવું સુંદર કોઈ પોતાની તરફ આવતું હોય એવું લાગ્યું. નજીક આવતા એક સાક્ષાત પરી એમની સામે આવીને આમ તેમ વીંટળાવા લાગી. પરીનું આ અદભૂત સૌંદર્ય પહેલી વખત આંખ સામે આવતા તો આંખ પહોળી થઈ ગઈ. જમનીને ભૂલસ ગઈ. પરીઓના દેશમાં ફરતી હોય એવું અનુભવવા લાગી.

પાછળથી જમનીના પિતા આવ્યા. જમની પિતાને ઓળખી ગઈ. 'બાપા.... બાપા' કરતી એની પાસે દોડી ગઈ. બાપાને જોતા જમનીને ફરી એનું ગામ યાદ આવ્યું. રાજકુંવરી જેવી જમનીને કોઈ રાજકુંવર સ્વપ્નાના મહેલમાં લઈ જવાનો છે એવો વિશ્વાસ એણે પિતાની આગળ વ્યક્ત કર્યો. અને ફરી અલોપ થઈ ગઈ.

મિત્રો, વાર્તાની સાથે-સાથે એક બીજી વાત પણ કરવી છે. દોસ્તો, દર ૧૪મી નવેમ્બરે તમે બાળ દિવસ તમારી શાળામાં મનાવતા જ હશો. પણ આ વર્ષે એક જગ્યાએ ભેગા થઈ મનાવીએ તો કેવું સરસ, એવું વિચારી ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર, વડોદરા જે તમારા 'બોલ'નું પ્રકાશન કરે છે, તે સંસ્થાએ બાલ દિવસ ના રોજ 'બાળ મેળો' તમારી સાથે વડોદરામાં મનાવવાનું નક્કી કર્યું છે. મેળામાં ગુજરાતમાંથી આદિવાસી બાળકો ગીતો, નાટક, ચિત્ર વગેરેની સ્પર્ધા સાથે આવશે. વડોદરામાં મોટા બગીચાઓ તમારા બાળ મેળા માટે રાખવાનું નક્કી કરવામાં આવ્યું છે. જ્યાં તમે પોતાની રીતી આનંદ માણી શકશો. એક શાળામાંથી આ પ્રકારની એક, બે કૃતિની તૈયારી કરવા આપ સૌને વિનંતી કરું છું. વિગતવાર કાર્યક્રમ અને માહિતી આપને આવતા અંકમાં આપવામાં આવશે. શિક્ષકમિત્રોને વિનંતી, આપની શાળાના બાળકોને ૧૪ નવેમ્બર બાલ દિનના કાર્યક્રમ માટે તૈયાર કરશો. ☺☺

# સસલો અને રોટલો

એક ગામ હતુ. ગામમાં એક ખેડુત રહે. ખૂબ જ મહેનત કરે. એક દિવસ એ ખેતરમા કામ કરતાં કરતાં ખૂબ થાકી ગયો. એટલે ઝાડની નીચે બેઠો. થોડો આરામ કર્યો. પછી રોટલો અને છાશ ખાવા બેઠો.

એટલામાં દડુક-દડુક કરતાં સસલાભાઈ આવ્યા. સસલાભાઈને તો ખૂબ ભુખ લાગેલી. તે ખેડૂતભાઈને કહે,‘‘ખેડુતભાઈ તમે શું ખાવ છો?’’ ખેડૂત કહે,‘‘રોટલો ! તમારે ચાખવો છે સસલાભાઈ?’’

સસલાભાઈ કહે, ‘‘હા, ચખાડો.’’ ખેડુતભાઈ એ રોટલાનો ટુકડો સસલાભાઈને આપ્યો.

સસલાભાઈ તો ખુશ થતા જાયને રોટલો ખાતા જાય. સસલાભાઈ કહે, ‘‘ખેડુતભાઈ, આ રોટલો ક્યાંથી જડે? ઝાડ પર ઉગે કે પછી બનાવવાનો હોય ? ખેડુત કહે, ‘‘એતો બનાવવો પડે.’’ સસલાભાઈ કહે, ‘‘ખેડુતભાઈ તમે રોજ રોટલા ખાવ છો?’’ ખેડુત કહે, ‘‘ હા, અમે તો રોજ રોટલા ખાઈએ.’’ સસલાભાઈ કહે, ‘‘તો મને પણ રોટલા બનાવવાની રીત શીખવાડોને !

ખેડુત કહે, ‘‘જુઓ સસલાભાઈ, પહેલાં ખેતર ખેડવાનું .

સસલાભાઈ કહે, ‘‘એટલે રોટલો તૈયાર ?’’ ખેડુતભાઈ કહે, ‘‘અરે સાંભળો તો ખરાં. ખેતર ખેડી તેમાં દાણા વાવવા પડે.’’

સસલાભાઈ કહે, ‘‘એટલે રોટલો તૌયાર ?’’

ખેડુતભાઈ કહે, ‘‘એમ ભાઈ રોટલો તૈયાર ન થઈ જાય. દાણા વાવ્યા પછી એમાં પાણી પાવવું પડે. એટલે દાણાંમાંથી ફણગા ફૂટે અને છોડ તૈયાર થાય.’’

સસલાભાઈ કહે, ‘‘એટલે રોટલો તૈયાર થાય ?’’

ખેડુતભાઈ કહે, ‘‘અરે સસલાભાઈ એમ કંઈ રોટલા રસ્તામાં પડ્યા છે ? નીંદામણ કરવું પડે. છોડ મોટા થાય એટલે ડુંડાં આવે ને ડુંડાને લણવા પડે.’’

સસલાભાઈ કહે, ‘‘તે પછી રોટલો તૈયાર ?’’

ખેડુતભાઈ કહે, ‘‘બાપરે ! તમે ભારે ઉતાવળા, પુરું સાંભળો તો ખરાં. પછી તો ખળામાં ડુંડાં પીંજવા પડે. દાણા છૂટાં પાડ્યા પછી ઉપણવાનું, દાણા સાફ કરવાના, કચરો જુદો પાડવાનો અને પછી એને ઘંટીમાં દળવાનાં.’’

સસલાભાઈ કહે, ‘‘હવે તો રોટલો તૈયાર, બરાબર ને ?’’ ખેડુતભાઈ તો ખડખડાટ હસી પડ્યા એને બોલ્યા, ‘‘થોડીવાર, સસલાભાઈ, થોડીવાર ! દાણા દળાય પછી લોટ બાંધવાનો, રોટલો ઘડવાનો, ચૂલો સળગાવવાનો અને રોટલો શેકવાનો.’’

સસલાભાઈ કહે, ‘‘હવે તો રોટલો તૈયાર ને ?’’

ખેડુતભાઈ કહે, ‘‘હા, ભાઈ હા ! રોટલો તૈયાર. તમને રોટલો ભાવ્યો ?’’ સસલો કહે, ‘‘બહું જ.’’

ખેડુતભાઈ કહે, ‘‘રોજ રોટલો ખાવો હોય તો ચાલો મારી સાથે ખેતર ખેડવા.’’

સસલાભાઈ કહે, ‘‘ખેડુતભાઈ આટલી બધી મહેનત કોણ કરે ? ના, ભાઈ ના.’’

ખેડુતભાઈ કહે, ‘‘તો જાવ સસલાભાઈ, ઘાસ ખાવ, ગાજર ખાવ ! ક્યારેક રોટલો ખાવાનું મન થાય તો આવજો. હું તમને રોટલા ખવડાવીશ.’’ બસ સસલાભાઈ તો દડુક-દડુક કરતાં ઉપડ્યા અને ખેડુતભાઈ તો કામે લાગ્યા. ખાધું પીધુંને મોજ મજા કરી. ☺☺

# નિધિનાં પેંડા

નિધિ બિલાડીને પેંડા બહું ભાવે. એક દિવસ નિધિ બિલાડીની માંએ નિધિને દશ પેંડા નાસ્તામાં આપ્યા અને કહ્યું, ''નિધિ, બધા પેંડા તું ખાઈ ના જતી. થોડાક તારા મિત્રોને પણ આપજે.''

નિધિ બિલાડી તો ખુશ થઈ ગઈ. નિશાળમાં જતાં-જતાં રસ્તામાં જ બે પેંડા ખાઈ ગઈ. હવે આઠ જ પેંડા બાકી રહ્યા. એણે નિશાળમાં ચૂં-ચૂં સસલી, હાઉં ભાઉ ગલૂડીયું તથા છેપ -છીપ વાંદરાને પેંડા બતાવ્યા.

થોડીવાર પછી ચૂં-ચૂં સસલી નિધિ પાસે આવીને કહે ,''નિધિ, નિધિ મને પણ પેંડા બહુ ભાવે. એક પેંડો મને આપીશ ?''

નિધિ કહે, '' ના મળે! ના મળે !
ચૂં-ચૂ ને પેંડા ના મળે
આતો નિધિના પેંડા
નિધિ બેન ખાય.''

ચૂં-ચૂં સસલી આ સાંભળી ઉદાસ થઈ ગઈ. થોડી વાર પછી હાઉ ભાઉ ગલૂડિયુ આવ્યું અને કહે, ''નિધિ ! મને પેંડા બહું ભાવે. એક પેંડો આપીશ ?''

નિધિ કહે, ''ના મળે! ના મળે !
ચૂં-ચૂ ને પેંડા ના મળે

આતો નિધિના પેંડા

નિધિ બેન ખાય.''

હાઉ-ભાઉ ગલૂડિયું તો આ સાંભળી રડવા જેવું થઈ ગયું. છેપ-છીપ વાંદરાને થયું મને નિધિ પેંડા માટે ના નહી કહે. એટલે એ નિધિ પાસે ગયો અને કહે, ''નિધિ, મને પેંડા બહુ ભાવે. મને એક પેંડો આપીશ?''

નિધિ કહે, '' ના મળે! ના મળે ! ચૂં-ચૂ ને પેંડા ના મળે

આતો નિધિના પેંડા, નિધિ બેન ખાય.

છેપ-છીપ વાંદરો કુદીને ઝાડપર જતો રહ્યો. નિધિને થયું, ''બધા મારા પેંડા માગે છે. લાઉ ઝટ ઝટ ખાઈ જાઉ, નહીંતર બધા મારા પેંડા ખાઈ જશે.

નિધિ તો બધા પેંડા ખાઈ ગઈ. થોડીક વારમાં એના પેટમાં સખત દુખાવો ઉપડ્યો. બધા તો મેદાનમાં રમતાં હતા. એક ચકલી જ વર્ગમા બેઠી બેઠી રડતી હતી. એનો રડવાનો અવાજ સાંભળી છેપ-છીપ - વાંદરો, હાઉ ભાઉ ગલૂડિયું તથા ચૂં-ચૂં દોડી આવ્યા તથા તેને રડવાનું કારણ પુછ્યું. નિધિએ એના પેટમાં દુખાવવાની વાત કરી. આ સાંભળતાં જ છેપ -છીપ વાંદરો ડોક્ટરને બોલાવી લાવ્યો. ડોક્ટરે નિધિને તપાસ કરી તથા એક કાગડ પર દવા લખી આપી. હાઉ બાઉ ગલુડિયું દોડતું-દોડતું બજારે ગયું. દવાની દુકાનમાંથી દવા લઈ આવ્યું. ચૂં-ચૂં સસલું નિધિને સુવાડીને તેના કાનથી પંખો નાખવા લાગ્યું.

નિધિને થયું મારા મિત્રો કેટલા સારાં છે. મેં તો પેંડો ના આપ્યા તો પણ મને મદદ કરે છે. હવેથી હું કોઈ દિવસ એકલી નહી ખાઉ, બધાને વહેંચીને ખાંઈશ અને માંની સલાહ માનીશ.

થોડીવારમાં દવા લેતા જ નિધિની પેટનો દુખાવો ઓછો થઈ ગયો એણે ચૂં-ચૂં સસલું છેપ-છીપ વાંદરો તથા હાઉં બાઉં ગલુડિયાનો આભાર માન્યો. ☺☺

# ઝાડની માયા

મને એક એક ઝાડની માયા

કે ઝાડ મને લાગે નહીં કોઈ દી પરાયા !

ઝાડ ઉપર ફૂલ થઈ ફુટું

ને પંખી થઈ બાંધું હુ માળો

ખિસકોલી થઈને હું દોડયા કરું છું.

ભલે ઉનાળો હોય કે શિયાળો

મને એક એક  ઝાડની માયા

કે ઝાડ મને લાગે નહીં કોઈ દી પરાયા !

ઝાડની હું ડાળી, અને ઝાડનું હું થડ,

હું તો પાંદડા, ને ઝાડનું હું મૂળ છું.

ઝાકળની જેમ હું તો વળગુ છુ ઝાડને

ને સોનેરી કિરણોની ધૂળ છું.

લીલા વાયરાઓ વાયા

કે ઝાડ મને લાગે નહીં કો ઈ દી પરાયા !

# આ તે ચોર

એક રાજા હતો. તે એક દિવસ શિકાર કરવા માટે જંગલમાં ગયો. જંગલમાં તેને એક સાબરનું નાનું બચ્ચું મળ્યું. તેને તે ખૂબ જ ગમી ગયું. તે બચ્ચાને પોતાના મહેલમાં લઈ આવ્યો. તે રોજ બચ્ચાની ખૂબ જ સેવા ચાકરી કરે. તેણે તે દિવસે બાગમાં ચરવા માટે મોકલતો અને રાત્રે બાંધી રાખતો.

એક દિવસ રાત્રે એ બચ્ચું છુટી ગયુને જંગલના રસ્તા બાજુ દોડવા લાગ્યું. તે સમયે બે લોકોએ તેણે જોયું. તે લોકાએ બચ્ચાંને મારી નાખ્યું અને ઘેર લઈ જઈ ખાઈ ગયા.

બીજે દિવસે રાજાને ખબર પડી કે સાબરનું બચ્ચું રાત્રે છુટીને ભાગી ગયું. ત્યારે રાજાએ સિપાહીઓને બચ્ચું શોધવા માટે મોકલ્યા. સિપાહી આખા જંગલમાં ફર્યા. જંગલની બહાર નિકળતાં તેમણે બચ્ચાનું ચામડુંઅને હાડકાં મળ્યા. પછી તેઓને ખબર પડી કે બચ્ચાંને કોઈ ખાઈ ગયુ છે. પછી તેઓ રાજાના રજવાડામાં ગયા અને રાજાને વાત કરી. રાજાએ સિપાહીઓને હુકમ કર્યો કે બચ્ચાને ખાનાર ચોરને પકડી લાવો. સિપાહીઓને ચોર કંઈ મળ્યો નહીં જેથી રાજા ખૂબ નિરાશ થઈ ગયો.

નજીકના ગામમાંથી એવી ખબર પડી કે એક ડોશો છે તે ચોરી કરે અને કોઈ વસ્તુ ચોરી થાય તો તે વસ્તુ શોધી આપે છે. જેથી કરીને પેલા ડોશા ભગતને રાજાએ પોતાના મહેલમાં બોલાવ્યો અને કહ્યું, ‘‘આ ચોરોને તમે પકડો.’’ ભગત ડોશાએ રાજાને કહ્યું, ‘‘ગામના જે લોકો પર શંકા જેવી લાગે તે

લોકોને અહીં બોલાવી લાવો. તેમાંથી હું ચોરને શોધી કાઢીશ.

ગામના ચોર લોકોને સિપાહીઓ પકડી લાવ્યા. તેમને રાજાની સામે ઉભા રાખ્યા. રાજાએ ડોશાને દરબારમાં બોલાવ્યો. તેમને ચોર લોકો પર નજર નાખી અને રાજાને કહ્યું, ‘‘ મહારાજ, આ ચોર લોકોને આજ સમયે આવતી કાલે પણ દરબારમાં બોલાવજો. હું ચોર પકડી પાડીશ. આમાંથી જેણે બચ્ચું ખાધુ હશે તેનાં માથા પર સૂવર જેવું શિંગડું ઉગશે.’’ એવું કહી તેમને મોકલી આપ્યા.

તે ચોરોમાં બે જણ સાચા ચોર હતાં. તેમણે સાબરનું બચ્ચું મારી ખાધું હતું. તેમને રાત્રે ઉંઘ ન આવી. તે રાત્રે ઊંઠીને માથુ પંપાડવા લાગ્યા.

બીજા દિવસે તે પાછા રાજાના દરબારમાં આવ્યા. રાજા તેમના માથા પર શીંગડા જોવા લાગ્યો પણ તેમાંથી કોઈના માથા પર શીંગડાં ઉગ્યા ન હતાં. રાજાએ પેલા ડોસાને દરબારમાં બોલાવ્યો અને તેને ઈશારાથી પુછ્યું, ‘‘ક્યાં એમનાં માથા પર શિંગડા અને કોણ ચોર ?’’

રાજાનો ઈશારો જોઈને ડોસો જોરથી હસી ઉઠ્યો અને તે ચોર લોકોને હાથથી ઈશારો કરીને કહેવા લાગ્યો, ‘‘મહારાજ આ જ સાચા ચોર છે. જુઓ તો એમના માથા પર કેટલાં લાબા શિંગડા વધ્યા છે.’’ આ સાંભળીને તેમાંથી બે જણ માંથુ પંપાળવા લાગ્યા. તેમને જોઈને ડોશો કહે, ‘‘સરકાર, આ જ તે સાચા ચોર છે, પકડો એમને !’’ ડોશાની આવડત જોઈને રાજા ખુશ થઈ ગયા. તેમને બે ચોરોને પકડી લીધા. તેમને તે ચોરી કબુલ કરી. રાજાએ તેમને સજા આપી અને ડોશાને ઈનામ આપ્યું. ☺☺

# 'જોવનભાઈ'

સાબરમતી નદીના પશ્ચિમ કિનારે આવેલ રાણીઉંબરી ગામે લોકવૈદ્ય ઘણાં દર્દો માટે દેશી દવા કરે છે. આ ગામ ઊંચાઈ પર આવેલ છે. ચોમાસામાં આજુબાજુનો વિસ્તાર હરિયાળો બની જાય છે. ટેકરાવાળા વિસ્તારમાં જમીન કાંકરાવાળી છે. રાંણીઉંબરી આવવા દાંતાથી સણાલી આશ્રમથી મંડાલી આવી માકણચંપા - માંકડી રોડ ઉપર, ભાણપુર ગામની સીમથી એકાદ શાળાથી આગળ ત્રણ ચાર પાકા મકાનોની વચ્ચે આવેલ રૂંઝિયાના ઝાડ પાસે જોવનાભાઈ કોદરવીનું મકાન આવેલ છે. આજુબાજુના લોકો તેને વૈદ તરીકે ઓળખે છે. દર અઠવાડિયે તેને ત્યાં દર્દીઓ આવે છે અને તેની દવા કરે છે. બધાંને આરામ થાય છે.

જોવનભાઈની ઉંમર આશરે ૫૦ વર્ષની છે. શરીર કસાયેલું જણાય છે. દાઢી મોટી અને વાળ સફેદ છે. તે અભણ છે. જોવનભાઈને પાંચ છોકરા અને ત્રણ છોકરીઓ મળી કુલ ૮ સંતાનો છે. ખેતી માટે ખૂબ જ ઓછી જમીન છે. ખેતી કરીને પરિવાર જીવે છે. જોવાનભાઈના પિતા પણ વૈદ્ય હતા. તેમના પિતાજીએ તેમની સાથે રાખીને તે જયાં જતા ત્યાં લઈ જતા. દેશી દવા શોધવા જંગલમાં જતાં એટલે જોવનભાઈ પણ તેમના પિતા સાથે જતાં અને ૧૫ વર્ષની ઉંમરે તેઓ કેટલીક વનસ્પતિને ઓળખતા થઈ ગયો. પછી આ વનસ્પતિ કયા રોગ ઉપર કામ લાગે છે તે પણ તેમના પિતા શિખવતા. તેમના પિતાજી પાસે જુદા-જુદા દર્દના દર્દીઓ આવતા. તેમને દવા આપતા. તે જોતો અને યાદ રાખતો. પિતાજીની સાથે રહીને તેમને ૩૦ વર્ષનો સમય થયો છે. આમ તેમની ચાર-પાંચ પેઢીથી તેઓ દેશી દવા કરે છે. તેઓ દેવની કૃપાથી જ દવા કરે છે. દેવની વિધિ કર્યા વગર તે દવા કરતા નથી. આ દવા શનિવાર સિવાય બીજા દિવસે કરતા નથી. તે ખાસ કરીને કંઠમાળ, શરીરે ગાંઠ, પગની નસ સૂકાઈ જવી, ચાંદાની દવા કરે છે. કંઠમાળના દર્દ ઉપર મૂઝાળી, એદરેખ, માલણી અને બીલીનાં પાનાં સરખે ભાગે લઈ તેને લસોટી લૂગદી બનાવી ચોપડવાં.

- શરીરે ગાંઠ થઈ હોય તો તેના ઉપર બીલીના પાનને બાફીને તેનો પાટો બનાવવો અને તેનાં મૂળિયાને ઘસીને તેનો રસ દર્દીને પાવો.
- પગની નસમાં સડો થયો હોય અથવા તો નસ પર ઝામરી પડી હોય તો એંદરેખના પાનાંને

બાફીને પોટો કરવો. જયાં સુધી આરામ ન થાય ત્યાં સુધી પાટો દિવસમાં બે વખત બદલવો.

- નસ પર ઝામરી હોય તો માલણીનાં પાનાંને બાળી તેની રાખને કણજીયા તેલમાં કાલવી મલમ બનાવવામાં આવે છે. જયાં સુધી મટે નહીં ત્યાં સુધી મલમ લગાવતા રહેવું.

જયારે દેશી દવાનો ઉપચાર કરો છો ત્યારે અમુક ખાવાનું ટાળવું પડે છે. દર્દીએ તીખું મરચું બંધ કરવું પડે છે. આમલી કે ખાટી છાશ સદંતર બંધ કરવી પડે છે. શરીરે જો ફોલ્લા થતા હોય તો મીઠું ઓછું ખાવું. ઘી – દૂધ માખણ વધારે પ્રમાણમાં લેવું. ગળપણ માપસર લેવાનું રાખવું.

આ વૈદ્ય પાસે દર શનિવારે ૧૦ થી ૧૫ દર્દીઓ દવા લેવા માટે આવે છે. જયારે દર્દીઓની સંખ્યા વધુ હોય તો દૂરના દર્દીને પહેલી દવા આપવામાં આવે છે. અહીં લોકવૈદ્ય તરીકેની તેમની છાપ છે. ખેરાલુ તાલુકાના, રાજસ્થાન બોર્ડરના, દાંતા, પાલનપુર, ખેડબ્રહ્મા, વિજયનગર તાલુકાના દર્દીઓ દવા લેવા આવે છે. તે તમામને આરામ થયો છે. વિલાયતી દવાથી ન મટયું હોય તેવા દર્દીઓને મટાડયું છે. દર્દીઓને દર્દ મટી જાય છે ત્યારે તેઓ શ્રીફળ-અગરબત્તી દેવને ચડાવવા માટે લેતા હતા. પરંતુ હવે વનસ્પતિ દવા મેળવવા ઘણી દોડધામ અને ખર્ચ કરવું પડે છે. અત્યારે પરિવારને પોષવા માટે બીજી કોઈ આવક નથી. એટલે દર્દ પ્રમાણે ફી લેવી પડે છે. કેટલાક સ્વેચ્છાએ મૂકી જાય છે. પહેલાં વરસાદ ખૂબ પડતો હતો. સાબરમતી બારેમાસ વહેતી હતી. માતા-પિતા જીવતા હતા ત્યારે તેમની પાસે જમીન વધારે હતી. ખેતીવાડીમાંથી તેમને સારું ઉત્પાદન મળતું. અત્યારે તેમનું કુટુંબ ઘણું મોટું થયું છે. દરેકની પાસે માંડ અડધા વીઘાથી ઓછી જમીન આવે છે. હાલમાં આ સ્થિતિ છે. પહેલાં દેશી દવા મફતમાં કરતા હતા. હવે દર્દ મટી ગયા પછી દર્દી રાજી ખુશીથી જે કંઈ આપે તે લઈ લઉં છું. દવાનું કામ કરું છું એટલે અમારા લોકો તો ખૂબ ગરીબ છે. તેમની દવા કરું છું ત્યારે કેટલીકવાર બહારથી લાવેલ દવાના પૈસા પણ લેવામાં જીવ દુ:ખી થાય છે અને ઘણીવાર અમને વગર જોઈતી કનડગત પણ થાય છે. અમે અમારી દવાનો કોઈ પ્રચાર કરતા નથી. અમે કોઈને બોલાવતા નથી. અમારી દેશી દવાથી જેને ફાયદો થયો છે તેવા લોકોની વાતનો સ્વીકાર કરી દર્દીઓ આવે છે. દર્દી સાજો થાય તે માટે તેમનો પ્રયત્ન છે. તેમને ભગવાન પર ભરોસો છે કે તેમની પાસે આવનાર દર્દી સાજો થશે જ એવું તેઓ જણાવે છે.

આ જંગલમાંથી કોઈપણ દર્દ માટેની વનસ્પતિઓ મળી રહેતી હતી. પરંતુ હવે અરવલ્લીના ડુંગરો પરથી

કેટલીક વનસ્પતિઓ અદશ્ય થઈ ગઈ છે. જો અહીં દવા ન મળે તો તે રાજસ્થાનમાં છાવણી-કોટડાની બાજુમાં ઝારોલ પાસેના ડુંગર પર દવા લેવા જાય છે. ઉનાળા માટે કેટલીક દવાઓનો સંગ્રહ કરીને રાખે છે. તેઓએ તેમના પુત્રોને આ વિદ્યા શીખવી છે. તેમને જુદી-જુદી દવા મિશ્રણ કરવાનું શીખવ્યું છે. વનસ્પતિઓને ઓળખે છે. અને હવે તેમની જેમ જ દવા કરે છે. તેમનો મોટો દિકરો ફોજાભાઈ ૨૨ વર્ષની ઉંમરનો છે, નાનો દીકરો જુમાભાઈ ધો. ૮ ભણેલ છે. તેમને આ દેશી દવામાં રસ પડે છે. ખેતીકામમાંથી નવરાશ મેળવી ડુંગરો ઉપર દવા શોધવા નીકળી પડે છે. તેઓ વિદ્યા પણ જાણે છે પરંતુ તેમના ગુરૂની આજ્ઞા છે કે આ મંત્રો જે સાધવા માગે તેને જ કહેવા. તેઓ તેમના પુત્રોને મંત્રો શીખવ્યા છે. તે જોવાનભાઈના કામમાં ઘણા મદદરૂપ થાય છે.

પછી જોવનભાઈએ કેટલીક વનસ્પતિઓના ઉપચારો નીચે મુજબ જણાવ્યા.

- પેટમાં હળવો દુખાવો હોય કે અજીર્ણ જેવું લાગતું હોય તો ખાખરાની છાલ વાટીને પાવાથી દુઃખાવો મટી જાય છે.
- કાનનો દુઃખાવો થતો હોય તો ડમરાના પાનનો રસ અથવા પટેલીના પાનાનો રસ કાઢી તેનાં ટીપાં કાનમાં પાડવા.
- પેટના સામાન્ય દુઃખાવામાં એરંડાનાં પાનાં બાફીને પેટે બાંધવા. તેના ઉપર હળવો સેક કરવો.
- શરીરનો દુઃખાવો થતો હોય તો હળવા હાથે ઝરખેલ તેલની માલિશ કરવી. રાજસ્થાનમાં કેટલીક જગ્યાએ શુધ્ધ તેલ મળે છે તે લાવીને રાખવું જોઈએ.
- હડકાયું કૂતરું કરડયું હોય તો કાળીજીરી વાટીને પાણીમાં નાખી ગાળીને પાવી. જે જગ્યાએ કૂતરું કરડયું છે ત્યાં લોહી કાઢીને મરચું ભરવું.
- કંઠમાળ માટે નાગની સાંકળ ઘણી જ ઉપયોગી છે. સાંકળ મેળવ્યા પછી તેને સાધવી પડે છે. આ સાધેલી સાંકળ કંઠમાળ ઉપર બાંધવામાં આવે છે. ગમે તેવી કંઠમાળ હશે તો મટી જશે.

બાળ મિત્રો, જોવનભાઈએ કેટલીક વનસ્પતિની દવા અને ઉપચાર વિશે માહિતી આપી છે તે ધ્યાનથી વાંચો અને જાણો. ☺☺

# અકલ વગરની નકલ

એક હતો કાગડો. તે રોજ નદી કાંઠે જાય અને બગલા સાથે બેસે. એમ કરતાં બન્ને ભાઈબંધ થયા. બગલો માછલા પકડે અને કાગડાને ખવડાવે. બગલો નવી-નવી રીતે નવાં-નવાં માછલાં પકડે ને કાગડાને પણ આપે. કાગડાને તો રોજ નવાં-નવાં ભોજન મળે.

બગલો આકાશમાં ઊડે ઊંચે-ઊંચેને નીચે નજર રાખે. માંછલાં દેખી સરર કરતો સરકે, લાંબી-લાંબી ચાંચ પાણીમાં નાખે, પગ ઊંચા કરે, પટ દઈને માછલું પકડે ને કાંઠે આવે.

કાગડો તો રોજ રોજ આ બધું જુએ ને એનેય એમ કરવાનું મન થાય. તે મનમાં કહે, ‘‘ચાલને, આપનેય એમ કરીએ, એમાં મોટી વાત શી છે? ઊચે જોવાનું નીચે જોવાનું માંછલું દેખી નીચે આવવાનુને ચાંચ લંબાવી પગને ઉચા રાખવા. માંછલાં નહીં પકડાય તો જશે ક્યાં?’’ કાગડો તો આકાશમા ઉડ્યો. ત્યાં તો પાણીમાં માછલું દેખાયું. કાગડાભાઈ ઝટ દઈને હેઠે ઉતર્યો. પગ ઊંચા

રાખ્યા ને ચાંચ નીચે કરી. ઝટ દઈને માછલુ લેવા ગયા પણ માછલું તો ખશી ગયું. ચાંચ લીલમાં ભરાઈ ગઈ, પગ ઊંચા કરીને એતો તરફડવા લાગ્યા. જેમ-જેમ ચાંચ કાઢવાની કોશીશ કરે તેમ તેમ ચાંચ અંદર ને અંદર ડુબતી જ જાય. ત્યાં બગલો આવ્યો. બગલાને દયા આવી અને કાગડાને માંડ-માંડ ખેંચીને બહાર કાઢ્યો.

કાગળો તે દિવસથી સમજી ગયો, ખોટી નકલ કરવી નહીં ને બગલાની ચાલે ચાલવું નહીં. ☺☺

# થોડો વગડાનો શ્વાસ

થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં,
પહાડોનાં હાડ મારા પિંડમાં ને
નાડીમાં નાનેરી નદીઓનાં નીર,
છાતીમાં બુલબુલનો માળો ને
આંગળીમાં આદિવાસીનું તીણું તીર,
રોમ મારા ફરકે છે ઘાસમાં,
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.

સુરજનો રંગ મારાં પાંદડાં પિયે ને
પિયે માટીની ગંધ મારાં મૂળ,
અર્ધું તે અંગ મારું પીળાં પતંગિયાં ને
અર્ધું તે તમરાનું કુળ,
થોડો અંધારે , થોડો ઉજાસમાં,
થોડો ધરતીમાં, થોડો આકાશમાં
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં.

# ઉંદરની ટોપી

એક ઉંદર ભાઈ હતા. એક દિવસ કુદતા-કુદતા જતાં હતા. રસ્તામાં એમને એક રેશમી કાપડનો ટુકડો મળ્યો. ઉંદર ભાઈએ વિચાર્યુ, ''આ કાપડને સરસ ધોવળાવીને ટોપી બનાવી શકાય.'' એ તો માં પાસે દોડી ગયો અને કહેવા લાગ્યો, ''માં, માં, મારું કાપડ ધોઈ દો.'' માં કહે, ''છટ્ હજી તો મારે ઢગલો કપડા ધોવાના છે.'' ઉંદર ભાઈ તો ગુસ્સે થઈ ગયા અને બોલ્યા, ''રાતે હું આવીશ. મારી સેના લાવીશ અને તારા કપડાં કાતરીશ.'' આ સાંભળીને માં કહે, ''અરે, લાવ હું તારા કપડા ધોઈ દઉં.'' ધોવેલ કપડું લઈ ઉંદર ભાઈ દરજી પાસે ગયા. કહે, ''દરજી-દરજી, આ કપડામાંથી મારી ટોપી સીવી આપો.'' દરજી કહે, ''ચાલ હઠ ઉંદર, મારે અત્યારે ઢગલા બંધ કપડા સીવવાના

બાકી છે. અત્યારે હું તારી ટોપી નહીં સીવી શકું.

ઉંદર ભાઈ કહે, ‘‘રાતે આવીશ, મારી સેના લાવીશ, અને તારા કપડાં કાતરીશ.’’ દરજી કહે, ‘‘લાવ તારી ટોપી સીવી દઉં. તું મારા કપડા ન કાતરતો.’’ દરજીએ ટોપી સીવી દીધી. ટોપી પહેરીને ઉંદર ભાઈ તો ખુશ-ખુશ થઈ ગયા. પછી એ થોડુક વિચારવા લાગ્યો. એને થયું કે ટોપી પર ફુમતું મુકાવું તો બહુ સરસ લાગશે. એ તો ફુમતા વાળી દુકાનમાં ગયો અને કહેવા લાગ્યો, ‘‘મારી ટોપી ઉપર ફુમતું મુકી દો ને.’’ ફુમતા વાળો ગુસ્સે થઈને કહેવા લાગ્યો, ‘‘ચાલ હઠ, જતો રહે અહીંયાથી. મારી પાસે સમય નથી.’’ ઉંદર ભાઈ કહે, ‘‘રાતે હું આવીશ, મારી સેના લાવીશ, અને તારા ફુમતા કાતરીશ.’’ ફુમતાવાળો તો ડરી ગયો અને કહે, ‘‘ના ! ના ! મારા ફુમતા ન કાતરીશ. હું તારી ટોપી પર ફુમતું લગાડી આપુ છું.’’ ફુમતા વાળાએ ટોપી ઉપર ફુમતું લગાડી દીધું.

ટોપી પહેરીને ઉંદરભાઈ ખુશ થઈ ગયા અને નાચતા, કુદતા અને ગાતા ઉંદરોની સેનામાં ગયા. ત્યારે બધા ઉંદરો વિચારમાં પડી ગયા. ઉંદરસેના ભેગી થઈ અને આ ઉંદરને બધી ઉંદરસેનાનો મુખ્ય આગેવાન બનાવ્યો. તેના માર્ગદશન હેઠળ બધી ઉંદર સેના ચાલવા લાગી.

બાળ મિત્રો, ઉંદરભાઈની જેમ આપણી પાસે પણ કોઈ વિશિષ્ટ કૌશલ્ય (આવડત) હોવી જોઈએ, જેનાથી આપણે પણ બાજીની મદદથી આપણું કામ કરાવી શકીએ. ☺☺

# સાદ કરે

સાદ કરે છે, દિલ હરે છે રે,

મને એ સાદ કરે છે રે !

ગામને પાદર રોજ બપોરે

ઝાડવાં કેરી ડાળ,

સાદ કરે છે સાંજને ટાણે

દૂરની ડુંગરમાળા... મને એ...

ભમવા ટાણે સાદ કરે છે

નાનકું એક તળાવ

કામની વેળા રોજ બોલાવે

એક એવો છે ઢાળ ! મને એ...

નદીઓ કેરી ભેખડ પેલી

ખેતરો કેરી હાર,

સાદ કરે છે જંગલ કેડી

કેમ કરુ હું વાર !... મને એ.....

આભ ચડે જયાં દૂર જમીને

કોણ છુપાયું ત્યાં ,

રોજ ઈશારે એય બોલાવેઆવ ,

અલ્યા! અહીં આવ... મને એ....

# લક્ષ્મી અને કિસ્મત

એક ગામ હતું. તેમાં એક પતિ-પત્ની રહેતાં હતાં. ગામમાં બન્નેને પેટ ભરવા માટે ખૂબ મહેનત કરવી પડતી હતી. ગામમાં કામ ખૂબ ઓછા પ્રમાણમાં હતું. એટલે કોઈક તેમને મહિનામાં બે-ત્રણ દિવસ કામ કરવા બોલાવતાં હતા. ખાવા માટે ખોરાક ન મળતો હતો. એક દિવસ પત્નીએ પતિને કહ્યું, ‘‘આપણે બે દિવસના ભુખ્યા છે. જા, કંઈક અનાજ લેવા જા.’’ ત્યારે પતિ ખભે કુહાડી લઈને જંગલમાં લાકડા લેવા માટે ગયો. રસ્તામાં લક્ષ્મી અને કિસ્મત બન્ને ઝઘડતા હતા. લક્ષ્મી કિસ્મતને કહેતી હતી કે ‘‘તારાથી હું મોટી છું.’’ અને કિસ્મત પણ કહેતી હતી કે ‘‘તારાથી હું મોટી!’’

એટલામાં પેલો ભાઈ ખભે કુહાડી લઈને જતો હતો, તેમને બોલાવ્યો અને પુછ્યું, " ક્યાં જાય છે?" ત્યારે પેલા ભાઈએ કહ્યું, "હું અને મારી પત્ની બે દિવસથી ભુખ્યા છીએ. અમને કોઈ કામ કે ખાવાનું મળતું નથી. તેથી હું જંગલમાંથી લાકડાં લાવીને વેચીને અમારું પેટ ભરાય તેવું કામ કરવા જાઉં છું." લક્ષ્મીએ કહ્યું, "લે, આ એક હિરા જડિત હાર તને આપું. દરરોજ એક એક વેચીને અનાજ પાણી લાવજે અને જીવન જીવજે." પેલો ભાઈ હાર લઈ લે છે અને પાછો વળી જાય છે. રસ્તામાં વચ્ચે નદી આવે છે. તેણે તરસ લાગે છે. પેલો ઉગડો વળીને પાણી પીવા જાય છે ત્યારે ખિસ્સામાંથી હાર પડી જાય છે. એટલે તે બોલે છે, "મારા કિસ્મતમાં હીરાનો હાર નથી." પછી તે ઘરે આવે છે.

બીજે દિવસે તે પાછો ખભે કુહાળી મુકીને કામ શોધવા જતો હોય છે. લક્ષ્મી અને કિસ્મત બન્ને તેણે જુએ છે અને બોલાવી તેણે પુછે છે, "કેમ, આજે પાછો ?" ભાઈ

કહે છે, ‘‘મારા કિસ્મતમાં હાર હતો નહીં.’’ લક્ષ્મી તેને સોનાની ઈંટ આપે છે અને તે પાછો વળી જાય છે. ત્યારે રસ્તામાં એક ઝુંપડું આવે છે. ત્યાં એક કાકો બેઠો-બેઠો બીડી પીતો હોય છે. એણે જોઈ પેલો ભાઈ પણ બીડી પીવા માટે બેસે છે. બીડી સળગાવવા માટે તે હાથમાંથી સોનાની ઈંટ બાજુ પર મૂકી દે છે અને પછી બીડી પીતો-પીતો પાછો ઘરે આવે છે. ત્રીજા દિવસે પાછો લાકડાં લેવા માટે જાય છે. લક્ષ્મી અને કિસ્મત બન્ને તેણે જોઈને પુછે છે. ત્યારે પેલો કહે છે, ‘‘મારા કિસ્મતમાં હાર અને ઈંટ ન હતી. ત્યારે લક્ષ્મી એને પાછી પોતાના ગળામાંથી સોનાનો હાર આપે છે. ભાઈ હાર ખોળામાં લઈને રસ્તામાં વિચાર કરે છે, ‘‘આ હાર હું પહેરું કે મારી પત્નીને પહેરાવું ?’’ ત્યારે તેને રસ્તામાં ઘુવડ જુએ છે. ઘુવડ પેલાના ખોળામાંથી હાર છુપાવીને લઈને ઉડી જાય છે. ચોથો દિવસ આવે છે ત્યારે તે વિચાર કરે છે, ‘‘આજે તો લાકડાં જ લાવીશ. કોઈનું કાઈ લાવું જ નહીં.’’ ત્યારે લક્ષ્મી અને કિસ્મત તેણે ફરી બોલાવે છે તો તેમને ના પાડે છે. લક્ષ્મી સમજીને એને ફરી બોલાવે છે અને તેને એક પૈસો આપે છે. એક પૈસો લઈને તે ઘરે આવે છે. તેનાથી અડધા પૈસાના માછલાં ખરીદે છે અને અડધા પૈસાનું મીઠું-મરચું વગેરે. ઘરે પત્નિને કહે છે, ‘‘સરસ રસોઈ બનાવ.’’ પત્ની જયારે

માછલાં સાફ કરવા ગઈ ત્યારે તેમાંથી હીરા જડીત હાર નીકળે છે. પેલો ભાઈ જયારે તાડી લેવા ઝાડપર ચડ્યો, ત્યારે સોનાનો હાર તાડમાં લટકતો દેખાય છે. પછી તેને સોનાની ઈંટ પણ પાછી મળે છે.

પાંચમા દિવસે લક્ષ્મી કિસ્મતને મળવા તે જંગલમાં જાય છે અને કહે છે, ''મારી કિસ્મત એક પૈસામાં હતી.'' લક્ષ્મી ખુશ થાય છે અને  કહે છે, ''સાંભળ, કાલે સવારે ૪ કલાકે ગામનો રાજા દરરોજ આરતી કરતો હોય ત્યાં ત્યારે સવારે વહેલો ઉઠીને જવાનું. રાજાની પાઘડી નીચે પડી જાય તે રીતે એક જોરથી ઝાપટ મારવી. તને ખૂબ મોટું ઈનામ મળશે.'' પેલો ભાઈ સવારે વહેલો ઉઠીને જાય છે. રાજા આરતી કરતો હોય છે ત્યાં અંદર ઘુસી જાય છે અને રાજાને ખૂબ જોરથી એક ઝાપટ મારે છે. રાજાની પાઘડી નીચે પડે છે. પાઘડીમાં ફેણીદાર નાગ હોય છે. રાજા-રાણી તે જોઈ ખુશ થઈ કહે છે, ''જો તું આ પાઘડી પાડી ન હોત તો રાજાનું મૃત્યું નક્કી હતું.'' તેના બદલામાં રાજાએ તેને એક બંગલો આપે છે.

પતિ-પત્ની ત્યાં રહેવા માટે જતાં રહે છે. લક્ષ્મી અને કિસ્મતને કહેવા જાય છે. તે પાછી એક વાત કહે છે, ''સાંભળ કાલે બપોરે રાજા-રાણી બીજે માળે બેઠાં-બેઠાં વાતો કરતાં હશે, ત્યારે તે સમયે તેને ત્યાં જવું અને બન્ને પતિ-પત્નીને નીચે ધક્કો મારીને પાડી દેવા. તે જ સમયે બંગલો પડશે.''

તે બપોરે ત્યાં જાય છે. રાજા-રાણી બન્ને બેઠાં-બેઠાં વાતો કરતાં હોય છે. પેલો ભાઈ જાય છે અને રાજા-રાણીને ધક્કો મારીને નીચે પાડે છે. તે પણ જલદીથી નીચે ઉતરી પડે છે. જેવા રાજા-રાણી નીચે પડે છે એટલામાં તો બંગલો પણ નીચે પડે છે

રાજા- રાણી ખૂશ થાય છે અને પેલા ભાઈને રાજ પાટ લખી આપે છે.

એટલે મિત્રો, લક્ષ્મી કરતાં કિસ્મત મોટી. ☺☺

# તરૂવર

તરૂનો બહુ આભાર,
જગત પર તરૂનો બહુ આભાર,
ફૂલો આપે, ફળ બહુ આપે,
ગાડે ગાડાં બી પણ આપે
છાયા ને વિસામો આપે,
પંખીનો મોટો આધાર... જગત.
કાપો તોયે કોપ ન કરતું
સુકાઈ જાતે બળતણ દેતું,
ઈમારતોનું લાકડુ દેતુ
ઘરનો રાચ- સંભાર.... જગત.
કઠિયારાની એ પર રોજી
સુથારની એ મોટી પૂંજી,
પૃથ્વી માટે વાદળ ખેંચી
વરસાવે છે જળની ધાર... જગત.
તરૂઓની શિખામણ એવી
સૌ જીવોની  સેવા કરવી,
તડકો વેઠી છાયા દેવી
કરવો પર- ઉપકાર... જગત.

# Opposite (વિરુદ્ધાર્થી શબ્દો)

Opposite એટલે વિરુદ્ધાર્થી અથવા વિરોધી શબ્દ. રોજ બરોજના કામમાં ઉપયોગી થતા આવા વિરુદ્ધાર્થી શબ્દ આ અંકમાં આપીયે છીએ.

| | | | |
|---|---|---|---|
| 1 | old | - | new |
| 2 | fat | - | thin |
| 3 | tall | - | short |
| 4 | light | - | dark |
| 5 | long | - | short |
| 6 | heavy | - | light |
| 7 | busy | - | free |
| 8 | costly | - | cheap |
| 9 | good | - | bad |
| 10 | smooth | - | rough |
| 11 | beautiful | - | ugly |
| 12 | honest | - | dishonest |
| 13 | safe | - | unsafe |
| 14 | wide | - | narrow |
| 15 | strong | - | weak |
| 16 | courageous | - | fearful |
| 17 | fit | - | unfit |
| 18 | thin | - | thick |
| 19 | white | - | black |
| 20 | day | - | night |

**Exercise 1:**

Fill in the blanks with the pair of opposites given in bracket.

1. Butter is ____________
2. Wood is ____________

(soft, hard)

3. I do not like medicines. They are ________.
4. Gulab jamuns are ________.
(sweet, bitter)

5. The tortoise is ________ .
6. The rabbit runs ______ .
(slow, fast)

7. She is smiling for she is ________.
8. Savita is crying as she is ________.
(happy, sad)

9. We should be ________ to all.
10. It is not good to be ________ to others.
(cruel, kind)

11. It is a ____________ to meet you.
12. The accident caused me a lot of __________.
(pain, pleasure)

13. It becomes ________ at night.
14. When the sun rises, everything becomes __________.
(bright, dark)

## Exercise 2: Give the opposites of the following words:

1. open x __________
2. tidy x __________
3. clean x __________
4. well x __________
5. day x __________
6. solid x __________
7. birth x __________
8. start x __________
9. go x __________
10. boring x __________
11. much x __________
12. fierce x __________
13. little x __________
14. dry x __________
15. smooth x __________
16. rise x __________

Answers : 1.close, 2.untidy, 3.dirty, 4.unwell, 5.night, 6.liquid, 7.death, 8.finish, 9.come, 10.exciting, 11.less, 12.timid, 13.more, 14.wet, 15.rough, 16.fall

**Exercise 3:** Use the above opposites to make sentences of your own.

**Examples**

1. rise: The sun rises in the east.
2. solid: Ice is solid.
3. well: I am not feeling well today.
4. fierce: Ram has a fierce temper.
5. go: Would you like to go to Bombay?
6. open: Please open the window.

# શું તમે જાણો છો ?

૧) ગાંધીજી પહેલાં નવજીવન પ્રેસ કોણ ચલાવતું હતું ?

- ▶ મોરારજી દેસાઈ
- ▶ મહાદેવભાઈ દેસાઈ
- ▶ વિઠ્ઠલભાઈ પટેલ
- ▶ ઈન્દુલાલ યાજ્ઞિક

૨) ગુજરાતના કયા શહેરમાં સૌથી વધારે વૃક્ષો આવેલાં છે ?

- ▶ સુરત
- ▶ રાજકોટ
- ▶ અમદાવાદ
- ▶ ગાંધીનગર

૩) દક્ષિણભારતમાં જળવિદ્યુત યોજનાઓ વધારે છે તેનું કારણ શું છે?

- ▶ ત્યાં આખુ વર્ષ નદીમાં પાણી વહે છે
- ▶ ત્યાં સરોવર વધારે છે
- ▶ ત્યાં કોલસા ઉપલબ્ધ નથી
- ▶ ત્યાં પાણીના ધોધ વધારે છે

૪) ગુજરાતમાંથી ખનીજ તેલ કયાંથી નીકળે છે?

- ▶ અકલેશ્વર , ખંભાત અને કલોલમાંથી
- ▶ ગોધરા અને દાહોદમાંથી
- ▶ ઈડર અને ખેડબ્રહ્મામાંથી
- ▶ પોરબંદર અને દ્વારકામાંથી

૫) મહંમદ બેગડાએ કયા બે ગઢ જીત્યા હતા ?

- ▶ જૂનાગઢ -ગિરનાર
- ▶ પાવાગઢ- પાટણ
- ▶ ગિરનાર- પાટણ
- ▶ પાવાગઢ -જૂનાગઢ

૬) ભારતની કેન્દ્રીય બેંકનું કાર્ય કઈ બેંક કરે છે?

- ▶ SBI
- ▶ RBI
- ▶ ICIIC
- ▶ RIC

૭) ગુજરાતી ભાષાની પ્રથમ મહાન નવલકથા કઈ છ?

- ▶ સત્યના પ્રયોગો
- ▶ મારી ડાયરી
- ▶ સરસ્વતીચંન્દ્ર

૮) ભારતીય તિરંગાની પહોળાઈ અને લંબાઈનું પ્રમાણ શું છે ?

▶ ૩:૨ ▶ ૫:૩ ▶ ૨:૩ ▶ ૩:૫

૯) કચ્છમાં આવેલ નારાયણ સરોવર કોણા માટે પ્રસિધ્ધ છે?

▶ જંગલી ગધેડા ▶ કાળિયાર હરણ ▶ ચિંકારા ▶ મગર

૧૦) મડદા જેવા આકાર ધરાવતા આસનને શું કહે છે ?

▶ તાડાસન ▶ શવાસન ▶ ભુજંગાસન ▶ શલભાસન

૧૧) ૧૨૫ના ૪૦ ટકાના ૪૦ ટકા કેટલા થાય ?

▶ ૨૦ ▶ ૩૦ ▶ ૪૦ ▶ ૫૦

૧૨) નાટ્ય શાસ્ત્રના પિતા કોણ હતા?

▶ વ્યાસ ▶ ગૌતમ-મુનિ ▶ મમ્મટ ▶ ભરતમુનિ

૧૩) W. H.O (World Health organisation)નું મુખ્ય મથક ક્યાં આવેલું છે?

▶ લંડન ▶ શિકાગો ▶ જિનિવા ▶ પેરિસ

૧૪) સરકારે દર વર્ષે ૨૪ મી જાન્યુઆરી નો ક્યા દિવસ તરીકે મનાવવાની જાહેરાત કરી છે ?

▶ રાષ્ટ્રીય બાલિકા દિવસ ▶ વન મહોત્સવ ▶ મહિલા દિન

જવાબો : ૧-ઈન્દુલાલ યાજ્ઞિક ❁ ૨-ગાંધીનગર ❁ ૩-ત્યાં પાણીના ધોધ વધારે છે ❁ ૪-અંકલેશ્વર, ખંભાત અને કલોલમાંથી ❁ ૫-પાવાગઢ-જૂનાગઢ ❁ ૬-RBI ❁ ૭-સરસ્વતી ચંન્દ્ર ❁ ૮-૩:૨ ❁ ૯-ચિંકારા ❁ ૧૦-શવાસન ❁ ૧૧-૨૦ ❁ ૧૨-ભરતમુનિ ❁ ૧૩-જિનિવા ❁ ૧૪-રાષ્ટ્રીય બાલિકા દિવસ ❁

# 'ઢોલ'

બાળમિત્રો, મને ઓળખો છો? બાળકો, મારું નામ છે 'મોટો ઢોલ'.

હું મલાજા ગામનો છું. ગામના એક આગેવાનને ઘેર  હું ખૂબ વર્ષોથી જીવીત છું. મારું મૃત્યુ કોઈ દિવસે પણ નહિ આવે. મારી સાથે રહે છે જે ભાઈ-બહેન કે બાળકો તેની કરતા ઉંમરમાં હું મોટો છું. મારી સાથે કરતાલ બહેન, પેહાભાઈ, વોહરી બહેન એવા મારા ભાઈ બહેન છે. અમે બધા બાળકોને મનોરંજન આપે છે.

હું ખાસ કરીને આદિવાસી વિસ્તારમાં રહું છું. અને જયારે-જયારે આદિવાસી ભાઈ - બહેનોના હોળી મેળા, બાબાપીઠોરા, ઈદ જેવા ધાર્મિક પ્રસંગોમા બહાર નીકળું છું. હું જેવો બહાર નીકળુ તેની સાથે જ ૫૦ થી ૧૦૦ ભાઈઓ -બહેનો -બાળકો મારી આજુબાજુ જોડાય છે.

છોટાઉદેપુર વિસ્તારમા હોળીના સમયે ભરાતા મેળામાં દરેક ગામના આદિવાસી કુટુંબો ઢોલ લઈને નૃત્ય કરતાં-કરતાં આવે છે. ઢોલ વગાડનાર ભાઈની આજુ - બાજુ ભાઈ - બહેનો અને બાળકો નાચવા લાગી જાય છે. મારુ વજન ૩૦ કિલોથી વધારે છે, તો પણ કલાકો સુધી વગાડનાર ભાઈ મને વગાડતો જાય અને નાચતો જાય. મારા વાગવામા તે જમવાનું,પીવાનુ, વજનનું પણ ભાન  ભુલી જતો હોય છે. હું 'ઢીંમ.....ઢીંમ..... ઢચીંગ.... ઢચીંગ...' બોલતો રહું છું. મારી બહેન થાળી પણ સાથે ટીન....ટીંન....બોલતી હોય ત્યારે નાચનારા ધીમે -ધીમે, ફરતાં-ફરતાં નાચવા લાગી જાય છે. જગતભરમાં લોકસંગીતનું 'ઢોલ 'એ સૌથી મહત્વનું અને પ્રાચીન પરંપરાગત વાદ્ય છે.

બાળ મિત્રો, તમારા માતા-પિતાને, પ્રિન્સિપાલને કહો કે ઢોલ જીવતો જોવો છે - તમને જરૂર જોવા મળશે છોટાઉદેપુરમાં  જજો બાળમિત્રો. ☺☺

# બળદ ગાડુ

આદિવાસીઓમાં બળદગાડાનો ઉપયોગ પ્રાચીન સમયથી થતો આવ્યો છે. ગાડુ એ લાકડાંમાંથી બનતું વાહન વ્યવહારનું એક સાધન છે. ખેડૂત ગાડાનો વધુ ઉપયોગ કરે છે. વિસ્તાર પ્રમાણે વિવિધ પ્રકારના ગાડા બનાવેલ જોવા મળે છે. આ ગાડા આદિવાસી કલાકારો બનાવે છે.

ગાડુ મજબૂત લાકડામાંથી બનાવવામાં આવે છે. અને ગાડાના વિવિધ ભાગો તૈયાર કરવામાં આવે છે. જેવા કે હળો, ઝૂંસરી, સામેલ, ઉદ, પૈડા, પાટલી, આડા  વગેરે તેનાં ભાગો છે. આ ભાગો તૈયાર કરવામાં બાવળનાં લાકડાંનો વધુ ઉપયોગ થાય છે. જયારે ઝૂંસરી  સાગ કે બોરના લાકડામાંથી બનાવવામાં આવે છે. અને ટાટી (ટાટા) વાંસમાંથી બનાવીને ગાડામાં સામાન ભરતી વખતે મુકવામાં આવે છે. આમ ઉપર્યુક્ત ભાગોને જોડીને  કરવાથી સંપૂર્ણ પણે ગાડુ તૈયાર થાય છે.

વિસ્તાર પ્રમાણે વિવિધ પ્રકારના ગાડા જોવા મળે છે. જેમાં વેલડુ, ડમણિયું, મોટુગાડુ વગેરે નામથી ઓળખાય છે. પહેલાનાં સમયમાં ગાડુ લાકડાંમાંથી બનાવવામાં આવતું. હાલના સમયમાં ગાડુ બનાવવા માટે લોખંડનો વધુ ઉપયોગ થાય છે. તેમજ પૈડા માટે ટાયરનો ઉપયોગ થાય છે. આમ ધીરે-ધીરે લોખંડના ગાડાનો વધુ ઉપયોગ થાય છે.

બળદગાડાનો ઉપયોગ અનેક રીતે થાય છે. જેમાં લગ્નપ્રસંગે જાન લઈને જવા માટે ખેતરમાંથી લાકડા, અનાજ, ઘાસચારો ભરીને ઘરે લાવવા માટે, કોઈ પ્રસંગોમાં પાણી ભરીને લાવવા માટે, ઘર બાંધવા માટે  કાચો માલ, કે સાધન  સામગ્રી લાવવા માટે અને ખેડૂત લોકો ખાતરભરીને ખેતરે લઈ જવા માટે, ખેતી કામકાજ માટે. આમ દરેક કાર્યોમાં ગાડુ ખૂબ ઉપયોગી નિવડે છે જેનો ઉપયોગ વાહનવ્યહાર તરીકે થાય છે.

આદિવાસીઓમાં કહેવત છે. ''ડાયા ડાયા ગાડા વાળે'' ☺☺

# ચાલો નવા શબ્દો શીખીએ

આ અંકમાં આપણે અલગ-અલગ આદિવાસી ભાષાઓના નવા શબ્દોને શીખીએ.

| | ભાષા | |
|---|---|---|
| ફોટો | ગુજરાતી | દીવો |
| ફોટો | રાઠવી | દીવો |
| સબી | ડુંગરી ભિલી | દીવલો |
| ફુટો | પંચમહાલી ભીલી | દીવો |
| ફોટા | કુંકણા | દીવા |
| ફોટો | ચૌધરી | કોયળં |
| ફોટો | ગામીત | દીવો |

| | ભાષા | |
|---|---|---|
| ઈસ્ત્રી | ગુજરાતી | વાટ (દિવાની) |
| ઈસ્તરી | રાઠવી | ખળિયો |
| ઈસ્તરી | ડુંગરી ભિલી | દેંહી |
| અસ્ત્રી | પંચમહાલી ભીલી | દીવેટ |
| ઈસ્તરી | કુંકણા | ચીમની |
| અસતરી | ચૌધરી | દીવાય જોત |
| અસ્તરી | ગામીત | વાત |

મીણબત્તી ← ગુજરાતી → ટેપ
મીણબત્તી ← રાઠવી → ટેપ
મેણબતી ← ડુંગરી ભિલી → ટેંપ
મીણબતી ← પંચમહાલી ભીલી → રેડગ્યું
મીનબત્તી ← કુંકણા → ટેપ
મીણબત્તી ← ચૌધરી → રેચળો
મીણબોતી ← ગામીત → ટેપ
ટેલિવિઝન ← ગુજરાતી → ટેલિફોન
ટીબી ← રાઠવી → ફોન
ટીવી ← ડુંગરી ભિલી → ફોન
ટીવી ← પંચમહાલી ભીલી → ટીલીફૂન
ટીવી ← કુંકણા → ફોન
ટીવી ← ચૌધરી → ફોન
ટીવી ← ગામીત → ફોન

ફૂલદાની ← ગુજરાતી → લોલક ઘડિયાળ
ફૂલદાની ← રાઠવી → ભીત ઘડ્યાલ
ફૂલગોટા ← ડુંગરી ભિલી → ભેતા કરિયાળ
ફૂલગુટો ← પંચમહાલી ભીલી → ભીત ઘડગ્યાળ
ફૂલદાની ← કુંકણા → ઘડેળ
ફૂલદાની ← ચૌધરી → દિવાલખ્હયાલ
ફૂલદાની ← ગામીત → ગડીયાળ
ઘડિયાળ ← ગુજરાતી → મઢેલું (ચિત્ર)
ટેબલ ઘડ્યાલ ← રાઠવી → ચિતર
ટોકરી કરિયાળ ← ડુંગરી ભિલી → સિતરું
ટકુરાવાળી ઘડગ્યાલ ← પંચમહાલી ભીલી → ચિત્રુ ભાત
ઘડેળ ← કુંકણા → ચિત્ર
ટેબાલ ખ્હયાલ ← ચૌધરી → ચિતરં
ટેબાલ ગડીયાળ ← ગામીત → ચિત્રાં

# પત્ર પુષ્પ

વ્હાલા બાળ મિત્રો,

ગયો પત્ર આપે વાંચ્યો હશે ! આપ બધા રજાઓ માણીને નવા વર્ષના નવા જોસે સાથે નવા ધોરણમાં ભણવા તૈયારી કરી ચૂક્યા હશો. ખરેખર કામ કર્યા પછી શરીરને થોડા આરામની જરૂર હોય છે. તેમ આપણા મનને બુદ્ધિના શ્રમ પછી આરામની જરૂર રહે છે. ઘણા એ જુદી રીતે સમજે છે. મનને આરામ આપણને ગમતી પ્રવૃત્તિઓ બદલતા રહેવાથી પણ આપી શકાય છે. જે કામ આપણું રોજનું હોય તે કરવું જ પડે. આથી કેટલાક કામો કે પ્રવૃત્તિ જે આપણા ગમતા હોય તે માટે સમય રહેતો નથી. આપણી રજાઓ વર્ષમાં બે વખત પડતી હોય છે. પ્રથમ સત્રના અંતે દિવાળીની રજા અને વર્ષના અંતે ઉનાળાની રજા. દિવાળીની રજામાં મુખ્યત્વે આપણે તહેવાર ઉજવીએ છીએ. આદિવાસી વિસ્તારમાં દિવાળી અલગ-અલગ દિવસે, અલગ-અલગ ગામમાં ઉજવાતી હોય છે. આ દરમિયાન જે આપણા પાલતુ પ્રાણીઓ જેવા કે ગાય, ભેંસ, બકરી અને ખાસ તો બળદ, તેમની પૂજા કરવામાં આવતી હોય છે. પહેલાના જમાનામાં જંગલ ઘણા ઘનઘોર હતા. આથી જંગલી પશુઓ જેવા કે વાઘ, દિપડા, ચિત્તા તેમજ સાપ વગેરેનો ભય રહેતો હતો. આથી ગામમાં એક દિવસ ખાસ કરીને ગોવાળિયા જે પશુઓને ચરાવવા જતા હોય છે. તેઓ આ જંગલી પશુઓની પૂજા કરતા હોય છે. આ પૂજા વખતે ગોવાળિયામાંથી એક વ્યક્તિ વાઘ બનતી હોય છે. અને પછી આખુ ગામ તેને ગામને બહાર કાઢી મૂકવા માટે પાછળ દોડતા હોય છે. બીજુ પણ આ દિવસ દરમિયાન થાય છે. આદિવાસી લોકો પાલતુ પશુઓના રોગથી રક્ષણ માટે જુદી-જુદી વનસ્પતિઓનો ઉપયોગ કરતા હોય છે. તે દિવસે ખાસ વનસ્પતિઓમાંથી દવા તૈયાર કરી પશુઓના કોઢારમાં તેનો છંટકાવ આખા ગામમાં કરવામાં આવતો હોય છે. આ બધી વિધિ કરવાવાળાને ભગત, બળવો, પૂજારો, મોઢવી વગેરે કહેવામાં આવે છે. ગોવાળિયાઓ ગામમાંથી આ નિમિતે ફાળો પણ ભેગો કરતા હોય છે અને તેમાંથી એમને મનગમતુ ભોજન બનાવી જમતા હોય છે. સમૂહમાં બેસીને ભેગા જમવાનું આનંદ કેટલો સરસ હોય છે ! તમે પણ હવે શાળામાંથી ક્યારેક ભેગા ઉજાણી કરવા માટે જંગલ કે નદીના કિનારે જશો ને ! જરૂર જજો! આદિવાસી ગામોમાં દિવાળી જુદા-

જુદા દિવસે ઉજવવા પાછળનું કારણ દરેક ગામને અનુકૂળતા-પ્રતિકૂળતા હોય છે. તેથી આવો નિર્ણય ગામના બધા લોકો ભેગા મળીને કરતા હોય છે. ભેગા મળીને સર્વ સંમતિથી નિર્ણય થાય તે જ સાચી લોકશાહી કહેવાય ને !

આ મહિનો આપણા વર્ષના અંતે આવતી રજાઓનું છે. આપણી વાર્ષિક પરીક્ષાઓ પૂરી થઈ હોવાથી આપણે એક રીતે મનથી મુક્ત અથવા ભારથી મુક્ત હોઈએ છીએ. આપણી શાળાઓના પરિણામો પણ આવી ગયા હોય છે. આથી નવા ધોરણમાં દાખલ થવા માટે આપણા માતાપિતાઓ આપણને મદદ કરતા હોય છે. મિત્રો, બે મહિનામાં ઘણા બધા અગત્યના દિવસો આવતા હોય છે. પહેલી જ એ બે રીતે અગત્યના ધરાવે છે. એક તો એ દુનિયાભરમાં મજૂરો ખેતરોમાં, કારખાનાઓમાં કે ઓફિસોમાં કામ કરે છે તેમને પહેલા ખૂબ કામ કરવું પડતું હતુ અને બદલામાં ઓછું વેતન મળતું હતું. તેના માટે મજુરોએ સંગઠિત થઈને ખૂબ આંદોલનો કર્યા. ત્યાર પછી એમના કામના કલાકોમાં આઠ કલાકનું કામ નક્કી કરવામાં આવ્યું અને દરેક કામના ઓછામાં ઓછા કેટલાક પૈસા આપવા જોઈએ તે દુનિયાના બધા જ દેશોમાં નક્કી કરવામાં આવ્યું . આથી આખા વિશ્વનો સંગઠન 'સંયુક્ત રાષ્ટ્રસંઘ' તરીકે ઓળખાય છે. તેણે પહેલી મેં ને 'આંતરરાષ્ટ્રીય મજૂર દિન ' તરીકે ઉજવવાનું નક્કી કરેલ છે. તે પ્રમાણે આખી દુયિાના દેશોમાં અને આપણા દેશમાં પણ 'મજૂર દિન ' તરીકે તેને ઉજવવામાં આવે છે.

પહેલી મેં એ આપણા ગુજરાતની પણ સ્થાપના થઈ હતી. પહેલા આપણે મહારાષ્ટ્ર અને ગુજરાત સાથે જ હતા અને મુંબઈ રાજય તરીકે આપણો વિસ્તાર ગણાતો હતો. સૌરાષ્ટ્ર અલગ રાજય હતું. પહેલી મે ૧૯૬૧ ના દિવસે મુંબઈ રાજમાંથી મહારાષ્ટ્ર અને ગુજરાત સ્વર્ગસ્થ ઈન્દુલાલ યાજ્ઞીકના નેતૃત્વ નીચે થયેલ મહાગુજરાત આંદોલનના પ્રતાપે અલગ થયા અને ગુજરાતમાં સૌરાષ્ટ્રને જોડી દેવામાં આવ્યું. ત્યારથી આપણા આ દિવસને 'ગુજરાત દિન' તરીકે પણ ઉજવીએ છીએ. આપણા વિસ્તારના એક લોક કવિ ટેલાભાઈ ચૌધરીએ એક સરસ ગીત પણ બનાવ્યું છે.

કેવુ મજાનું મારું રાજ ગુજરાત<br>
કેમ કરીને હું તો ભૂલી શકું.

ભારતમાં એને સૌ કોઈ વખાણે<br>
લોકો અહીં આવે છે જાણે અજાણ્યે

કોઈકે કહ્યું છે વળી ગરવી ગુજરાત
કેમ કરીને એને ભૂલી શકું
હો કેમ કરીને એને ભૂલી શકું
સંતો થયા છે અહી મહંતો થયા છે
ગાંધીજી જેવા અહીં મહાત્મા થયા છે
વિશ્વ વખાણે એવું થયું ગુજરાત
કેમ કરીને હું તો ભૂલી શકું
હો કેમ હું તો ભૂલી શકું
કુદરતની મહેર જાણે અહીં જ ઉતરી છે
જયાં જુઓ ત્યાં લીલા લહેર છે
યાદ આવે છે મને દિન- રાત
કેમ કરીને હું તો ભૂલી શકું
હો કેમ કરીને હું તો ભૂલી શકું.

આ માસમાં દર વર્ષે બીજા રવિવારના 'આંતરરાષ્ટ્રીય માતૃદિન' તરીકે ઉજવવામાં આવે છે. આપણા દરેકની માતા આપણને કેટલી વ્હાલી હોય છે. તેને યાદ કરવાનો આ દિવસ છે. માતા આપણને જન્મ આપે છે ત્યારથી જ આપણી કેટલી બધી કાળજી કરતી હોય છે. આપણે નાના હતા ત્યારે ખીજવાઈને એને મારતા પણ હતા છતા એણે આપણને આપણે ભુખ્યા હોઈએ કે માંદા હોઈએ ત્યારે બધું જ ભૂલી જઈને તાપ- તડકો , ઠંડી, વરસાદ વેઠીને સારવાર કરીને સાજા કર્યા, મોટા કર્યા. હવે આપણને શિક્ષણનો પ્રથમ પાઠ ભણાવીને હવે શાળાએ જતા કર્યા છે. સુંદર બોલતા કર્યા છે. આ વર્ષે બીજો રવિવાર, ૧૦ મી તારીખે માતા માટે પણ અનેક કવિઓએ અનેક ગીતો લખ્યા છે. તમને પણ કોઈક માતા વિશેનું ગીત આવડતું જ હશે ! અમે ભણતા હતા ત્યારે એક કવિતા શીખેલા જે આ પ્રમાણે હતી.

જનનીની જોડ સખી નહિ મળે રે લોલ
મીઠા મધુને મીઠા મેહુલા રે લોલ
એથી મીઠી તો મોરી માત જો
જનનીની જોડ સખી નહિ મળે રે લોલ!

તમારી માતાને મારો પત્ર વંચાવશો ! તમને નવા વર્ષની શુભેચ્છા. ☺☺